ॐ

ओमम्

# जगद्गुरुनुं अभिगमन.

# THE NEAR ADVENT

OF

# THE WORLD TEACHER.

છપાવી પ્રગટ કર્તા


## મધુવચરામ બલવચરામ હોરા.

ગોપીપુરા–સુરત.

BY

Madhuvacharam Balvacharam Hora F. T. S.

Gopipura SURAT,





આવૃત્તિ બિજી                    સુધારા વધારા સાથે.

કોપીરાઈટ–સર્વ હક સ્વાધીન

સંવત ૧૯૭૪.          A. D. 1918.



સુરત મહીડાના પુલપર "શંકર" પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

# जगद्गुरुनुं अभिगमन.

यदायदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत
अभ्युत्थानमधर्मस्य, तदात्मानं सृजाम्यहं
परित्राणाय साधुनां, विनाशाय च दुष्कृताम्
धर्म संस्थापनार्थाय, संभवामि युगेयुगे.

અર્થ—હે ભારત જ્યારે જ્યારે ધર્મ ઝાંખો પડી જાય છે. અને અધર્મની વૃદ્ધિ થાય છે. ત્યારે ત્યારે હું પોતે જન્મ લઉં છું,-અવતરૂં છું.

સાધુ પુરૂષોનું રક્ષણ કરવા, અને નહારાં કર્મ કરનારાનો નાશ કરવા, અને ધર્મને સારી રીતે સ્થાપન કરવા, હું યુગે યુગે જન્મ લઉં છું.

**શ્રીમદ્ ભગવદ્ગીતા અ. ૪ શ્લો. ૭–૮.**

ભગવાન શ્રી વેદવ્યાસકૃત મહાભારતના, આર્યભૂમિમાં પરમ-પુજ્ય મનાતાં પુસ્તકમાં, વર્ણન કરેલાં પાંડવ કૌરવનાં યુદ્ધના આરંભે, અર્જુનને શ્રીમદ્ ભગવદ્ગીતાનો ઉપદેશ કરતાં, શ્રીકૃષ્ણ ભગવાને શ્રીમુખે ઉપરનાં વચનો કહ્યાં હતાં. તેને પાંચ હજાર ઉપરાંત વર્ષો વર્ષ વીતી ગયાં છે. શ્રીકૃષ્ણ સાક્ષાત વિષ્ણુજીનો અવતાર હતા. અને તે અવતાર દ્વાપરને અંતે થયો હતો. દ્વાપરયુગ પુરો થતાં

કળિયુગનો પ્રારંભ થયો, અને તે થયાંને આજે પાંચ હજાર ઉપર થોડાં વર્ષ વીતી ચુકયાં છે, અને એટલામાં ઘણે સ્થળેથી આપણે, સાંભળિયે છિયે કે થોડા સમયમાં કોઈ અવતારધારી પુરૂષ પ્રગટ થવાનો છે. આ વાત જો ખરી હોય તો આ કહેણુ ખરેખરા વધામણી છે. આ વાતથી માત્ર આપણી આર્યભૂમીમાંજ નહિં. પણ પૃથ્વી ઉપરના સર્વે દેશોમાં મહાન્ ચર્ચા ઉભી થયલી છે. પ્રજાનો ઘણો ભાગ એ પ્રમાણે થશે એમ માનતો નથી, અને ઘણે એમ કહેનારાઓને માટે મનમાં આવે તેમ ખુલ્લી રીતે બોલીને તથા લખીને હલકા પાડવાને ભારે પ્રયત્ન કરે છે. એ બે વર્ગના મનુષ્યોમાં ખરૂં કોણુ અને ખોટું કોણુ તેનો નિશ્ચય હમણા થઇ શકેજ નહિ. હા પાડનાર થોડા છે માટે તેઓ જુઠા હોવા જોઇયે એ વાત આપણે સ્વિકારી શકતા નથી. ઇતિહાસનું અવલોકન કરતાં નવું કહેનાર પ્રથમ એકજ હોય. એવું આપણુને જણાય છે કે નવીન અથવા ઉંચા વિચારવાળા હમેશ થોડાજ હોય છે. નવીન શોધ કરનાર પ્રથમ એક હોય છે. લોકો પ્રથમ તેની શોધ ખરી માનતાં આંચકો ખાય છે. કેટલીક વેળા તો શોધ કરનારને મૂર્ખ અથવા ગાંડો ગણી કહાડવામાં આવે છે. આગગાડીના શોધ કરનારને સારા સારા ભણેલા અને મોટા માણસોએ હસી કહાડયો હતો અને તેનું કહેવું કેવળ અસંભવિત છે એમ તેઓ દઢ માનતા હતા. વીમાન અને કાષ્ટના ઘોડાની વાત માનનારાઓ, અને એક રૂષી હીમાલય ઉપર રહીને, લંકામાં રહેનારા બીજા રૂષી સાથે વાત કરતા હતા, એવું માનનારાને આજથી થોડાંજ વર્ષ ઉપર લોકો મૂર્ખ અને અજ્ઞાન કહેતા હતા, પણ આજે તાર વિના સંદેશા

એક સ્થળેથી બીજે સ્થળે જાય છે અને ઉંચે આકાશમાં યન્ત્રોમાં બેશી પશ્ચિમના દેશોમાં, ઉડનારાઓને ઘણું ખરૂં લોકો જોય છે. કુદરતના સર્વ નિયમો આપણે જ્યાંસુધી પરિપૂર્ણ જાણીએ નહિ ત્યાંસુધી શું બનવા જોગ છે અને શું બનવા જોગ નથી, તે કહેવાને આપણે સમર્થ નથી. "કુદરતના નિયમથી આ ઉલટું છે અને સંભવિત નથી" એવું કહેનારા આજે ઘણા છે, પણ આપણે તેઓને એટલુંજ પુછીશું કે કુદરતના હવે કોઇપણ નિયમ પ્રસિદ્ધ પડવા બાકી નથી એમ તેમણે શા ઉપરથી ખાતરી કરી છે ? આવી રીતે જોતાં ભવિષ્યની વાણી માટે કહેલી વાત સંભવિત છે કે નહિ એટલુંજ આપણે કહી શકીએ છીએ.

આ સમયમાં અવતાર થવાનો સંભવ છે કે નહિ એ પ્રશ્નનો હવે આપણે વિચાર કરીશું. અવતાર એટલે ઉતરવું, મનુષ્ય જે ભૂમિકા ઉપર છે તેના કરતાં ઉંચી જે ભૂમિકા હોય તે ભૂમિકાની વ્યક્તિ અહીં નીચે ઉતરીને પ્રગટ થાય છે, તેને અવતાર કહે છે. અવતારનો બીજો અર્થ એવી રીતે થાય છે કે અવ=દુર, છેટે અને તૃ ધાતુ ઉપરથી તરતિ=તરી જવું અને **તારયતિ** એટલે તારી જવું. સારાંશ કે બાળ જીવોને સંસાર સમુદ્રમાંથી તારી જાય છે, પાર ઉતારે છે તે. એ વ્યક્તિ માણસના કરતાં વિશેષ શક્તિ ધરાવે છે. પૃથ્વી ઉપર વસનારા મનુષ્યોથી જે કામ થઈ શકતું નહિ હોય અને તે કરવાની આવશ્યકતા હોય છે તો તે કામને નિમિત્તે, તે કામને સિદ્ધ કરવાને સામર્થ્યવાન શક્તિ પ્રગટ થાય છે. આ પ્રમાણે અવતારનો અર્થ થાય છે. સાધારણ રીતે હિંદુ જનસમાજમાં દશ અવતાર મનાતા આવેલા છે, એ દશ અવતાર મત્સ્ય, કચ્છ,

વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ છે. છેલ્લો અવતાર બુધનો થઇ ગયો છે અને કલ્કિ અવતાર કળિયુગને અંતે થવાનો છે, એટલે તેનો તો હાલ સંભવ નથી. આ જે દશ અવતાર કહેલા છે તેમાં પણ મર્મ બહુ સમાયલો છે. પચીશ ત્રીશ વરસની પહેલાંનો સમય એવો હતો કે જ્યારે અંગ્રેજી વિદ્યાના પ્રવાહમાં તણાઇ જતા ઘણા માણસો એમ માનતા હતા કે પશ્ચિમમાં મનાતું સઘળુંજ ખરૂં છે અને આપણી આર્ય ભૂમિમાં સેંકડો તો શું પણ હજારો વર્ષોથી મનાતી આવેલી, વિદ્વાનોએ સ્વિકારેલી, વાતો ખરી નથી એટલુંજ નહિ, પણ હાનિકારક છે. આનું કારણ એટલુંજ હતું કે આપણા દેશના પ્રાચીન ગ્રંથોના અર્થ સમજવાને માટે ઘટતું પ્રયત્ન કરવામાં આવતું ન હતું. માત્ર ઉપલો અર્થ કરનારને ખરૂં રહસ્ય જણાતું નથી. ઉપર જે દશ અવતારો કહ્યા છે તે ઉપર ઉંડું મનન નહિ કરતાં કેટલાક એમ કહેતા હતા કે પરમેશ્વર માછલી, કાચબા ઇત્યાદિકનાં રૂપ ધારણ કરે એ કેવળ હસવા જેવું છે. પશ્ચિમ તરફનીજ ફીલસુફી અને વિદ્યાને જેઓ જોઈ રહેલા છે તેઓ જાણતા નથી કે આપણામાં થઈ ગયલા રૂષિમુનીઓમાં કેટલી અગાધ શક્તિ હતી. તેઓનાં કથનમાં. જેઓ જોય છે તેઓને, માર્મિક અર્થ સમાયલા જણાઈ આવે છે. ડારવિન નામના પશ્ચિમમાં થયલા પ્રખ્યાત વિદ્વાને મોટી શોધ કરેલી કહેવાય છે. મનુષ્ય જાતીની ઉત્પત્તિ માછલીમાંથી ક્રમે ક્રમે વધતાં થયલી છે એમ તે કહે છે, અને તે વાત હાલના જમાનાના કેળવાયલા માણસો આશ્ચર્યતાથી જોય છે અને સ્વિકારે છે, પણ આપણા રૂષિમુનીઓ આ વાતથી અજાણ ન હતા, અને

તેઓની કૃતિ સમજનારા, ડારવિનની શોધને શોધ માનતાજ નથી. જે દશ અવતાર થયા તે દશ અવતારમાં પ્રથમ માછલીનો હતો. જ્યારે જળમય પૃથ્વી હતી ત્યારે જીવ જળચર શિવાય બિજે રૂપે કયાંથી હોય ? જળ અને થળ બે જુદાં પડયાં ત્યારે બન્નેમાં રહી શકે એવા જીવ થયા, અને તે દર્શાવનારો બીજો અવતાર છે. આ પ્રમાણે ક્રમે ક્રમે ચડતાં મનુષ્યરૂપ પ્રગટ થાય છે તેમાં પણ વામન, પરશુરામ, રામ આદિ અવતારો મનુષ્યોની જુદી જુદી સ્થિતિ દર્શાવે છે. રામાવતાર સદ્ગુણોથી ભરપુર હતો. પોતાનું કર્ત્તવ્ય કેવી રીતે કરવું તે તેમાંથી સમજાય છે. એ પ્રમાણે વિકાસ ક્રમ સમજાવનારા આ દશ અવતાર છે. ડારવિને પોતાની શોધમાં વિગતવાર ક્રમ તપાસી જોયો અને તે ક્રમ વિગતવાર પ્રસિદ્ધ કીધો. આપણા મહાન પુરૂષોએ માત્ર દીગદર્શનનો નિયમ પાળ્યો છે. માર્ગમાં આવતાં નાના ગામડાઓનું વર્ણન નહિ કરતાં માત્ર મોટાં સ્થળો વિશે તેઓ કહી ગયલા છે. જીવની અવસ્થા બદલાવવાનો જ્યારે સમય આવે છે ત્યારે અવતાર થાય છે એમ આ દશ અવતારી ક્રમ આપણને શિક્ષણ આપે છે.

કોઇ પ્રશ્ન કરે કે જ્યારે દશ અવતારજ કહેલા છે તો પછી બીજા કયાંથી આવે ? એનો ઉત્તર ઉપર આવી ગયો છે. જાત્રાળુ જન મોટે મોટે સ્થળેજ મુકામ કરે છે. આ દશ અવતાર તો મુખ્ય છે. શ્રીમદ્ ભાગવતના પ્રથમ સ્કંદના ત્રીજા અધ્યાયમાં, આ દશ અવતાર શિવાય, નરનારાયણ, કપીલ, આદિ ઘણા અવતાર બતાવેલા છે. વળી વિષ્ણુ પુરાણમાં ત્રીજા અંશના પ્રથમ અધ્યાયમાં કહ્યું છે કે સ્વાયંભુ મન્વંતરમાં આકુતિને ઉદરે યજ્ઞ નામનો માનસ

અવતાર થયો હતો, સ્વારોચિષમાં અજીત, ઔત્તમમાં સત્ય, તામસમાં હરિ, રૈવતમાં માનસ, ચાક્ષુસમાં વૈકુંઠ, વૈવસ્વતમાં વામન * * * સર્વે દેવો, સમસ્ત મનુઓ, સપ્ત ઋષિઓ, મનુઓના પુત્રો, ઇંદ્ર, એ બધી વિષ્ણુની અસેષ વિભુતિઓ છે.

શ્રીકૃષ્ણ ભગવાન પોતેજ શ્રીમદ્ ભગવદ્ગીતાના ચોથા અધ્યાયના પાંચમાં શ્લોકમાં કહે છેઃ—

**बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन**
**तान्यहं वेद सर्वाणि, न त्वं वेत्थ परंतप.**

હે અર્જુન મારા અનેક જન્મ થઇ ગયા છે અને તેમજ તારા. મારા સઘળા હું જાણું છું, અને તું તારા જાણતો નથી.

કોઇપણ પુરાણમાં અથવા બીજા માન્ય થયલાં પુસ્તકમાં વિશ્નુ ભગવાનના માત્ર દશ અવતાર થાય છે અને વધારે નહિ એવું કથન જોવામાં આવતું નથી; અને શ્રીમદ્ ભગવદ્ગીતામાં તો અનેક જન્મો ખુલ્લી રીતે કહેલા છે.

બૃહન્નારદીય પુરાણના આરંભમાંજ શ્રી નારદજી સનત્કુમાર ભગવાનને કહે છે કે " મહાત્મા વિષ્ણુનાં અનેક રૂપ છે જેનાં નામ કરોડ વર્ષ સુધી ગણતાં પણ પાર નહિ આવે (જુઓ અધ્યાય ૨જો) ચોથા અધ્યાયમાં મૃકુંડ ઋષિ સ્તુતિ કરે છે કે 'હે અનંત વિષ્ણુજી, આપને હું નમસ્કાર કરૂં છું. આપ સહસ્ત્રો અવતાર ધારણ કરવાવાળા, સહસ્ત્ર કરોડયુગ ધારણ કરવાવાળા, અને સહસ્ત્ર નામવાળા છો + + + તેને હું નમસ્કાર કરૂં છું.

નૃસિંહ પુરાણના ૩૭મા અધ્યાયમાં માર્કંડેય મુનિ રાજા સહસ્ત્રાનીકને સંભળાવે છે કે મહાત્મા અચ્યુત ભગવાનના નાનાં પ્રકા-

રના અવતારો હોવાને લીધે તેનું વિસ્તારથી વર્ણન કરવું અશક્ય છે માટે થોડા અવતારોનું સંક્ષેપમાં કથન કરીશ.

શ્રી વિષ્ણુ ભગવાન નાના પ્રકારની મૂર્તિ ધારણ કરીને લોક વ્યવહાર ચલાવે છે. સત્યુગમાં નિજ મૂર્તિથીજ રહે છે, ત્રેતામાં રૂદ્રરૂપ, દ્વાપરમાં યજ્ઞરૂપ અને કળિયુગમાં તો **નાના રૂપ ધારણ કરીને દેવ કાર્ય કરે છે.** જુઓ વારાહ પુરાણ અધ્યાય ૧૦.

હરીવંશના ૪૨મા અધ્યાયમાં વૈશંપાયન કહે છે " વિષ્ણુ ભગવાનના **હજારો** અવતાર થઇ ગયા છે અને થશે એમ પ્રજાપતિએ કહ્યું છે * * જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે ધર્મની સ્થાપના કરવા માટે વિશ્નુ ભગવાન અવતાર લે છે."

ઇશ્વર અવતાર ધારણ કરે છે એ વાત માત્ર આર્યભૂમિમાંજ માન્ય છે એમ નથી. હિંદુ ધર્મ શિવાયના બીજા ધર્મને જોઇશું તો તેમાં પણ અવતાર સ્વિકરાયલા છે. ખ્રિસ્તિ લોકો, મોઝીસ, ઇશુ ખ્રિસ્તને અવતારી પુરૂષ માને છે, તેમજ મુસલમાન લોકોમાં ઓલીઆઓ અને પેગંબરો છે. જૈન ધર્મવાળા, આદિનાથ, પાર્શ્વનાથ, મહાવીરસ્વામિ આદિ ચોવીશ તીર્થંકરોને પૂજે છે. બુદ્ધધર્મ પાળનારાઓમાં દીપંકર, કોંડીન્ય આદિ ચોવીશ બુદ્ધ કહેલા છે.

મિસર દેશમાં **થોથ** અથવા જેને **હરમીઝ** નામે ઓળખવામાં આવે છે તે, ગ્રીસમાં **ઓરફીઅસ**, હિબ્રુઓના દેશમાં **મોઝીસ** અવતારી પુરૂષો થઇ ગયા છે એ વાત પ્રસિદ્ધ છે. ચીનમાં **કોનફ્યુશિઅસ** અને **લઉિટઝે** પણ અવતાર હતા એમ મનાય છે, એમાં બીજાને તો તેના અનુયાયીઓ પરમેશ્વર રૂપ ગણે છે.

અરે, અમેરિકા જેવા અતિ દુર દેશમાં પણ અવતારની વાત મનાતી હતી. ઉત્તર અમેરિકાના નિવાસીઓ, હીઆવથને અવતારી પુરૂષ સમજતા હતા; મધ્ય અમેરિકાના નિવાસી કવેટઝલ-કોટલને અને દક્ષિણ અમેરિકાના નિવાસીઓ, પીરૂવીઅન લોક, એપોમ્ટીને એ પ્રમાણે સમજતા હતા. કવેટઝલ-કોટલનો અર્થ પક્ષીના જેવો પિચ્છકલાપવાળો થાય છે. કેટલાક કહે છે કે તેનો અર્થ સર્પ થાય છે. પક્ષિ અને સર્પ, એ બન્ને શેનાં ચિન્હ છે? શેની સંજ્ઞા છે? ગુહ્ય રહસ્યવાળી, પૂર્વ દિશામાં વસનાર અને પૂર્વથી આવનારની એ બન્ને શબ્દ, પક્ષિ અને સર્પ, સંજ્ઞા છે.

સીરીઆ દેશમાં દમાસકસની પૂર્વે વસનારી એક પ્રજા છે જેને સીરીયાના ડ્રુઝને નામે ઓળખવામાં આવે છે. તેઓ પોતાનું નામ ડ્રૂઝ કબુલ રાખતાં નથી અને કહે છે કે અમે તો "હંસ" નામે જે મહાન દિવ્ય પુરૂષ પેગંબર દશમા સૈકામાં થઇ ગયો તેના શિષ્ય છીએ.

પારસીઓ, અથવા જરતોસ્તી ધર્મ માનવાવાળાઓ પણ પેગંબર એટલે અવતારી પુરૂષો થયા છે અને થશે એમ સ્વિકારે છે. વિવંગાઊ, પૈરૂધાસ્પ, ગયોમર્દ, સ્યામક, હુસંગ, તહેમુરસ, જમશેદ, ફ્રરિદુન, મિનોચેહર અને જરથુસ્ત, અવતારી પુરૂષો હતા.

આવી રીતે તપાસતાં આપણને માલમ પડે છે કે અવતારની વાત એકે અવાજે આખી પૃથ્વીમાં સઘળા લોકો કબુલ રાખે છે. આ પ્રમાણે છે તો અવતાર થાય છે એમ નિર્વિવાદ નિશ્ચય થાય છે.

હવે અવતાર કોણ લે છે એ પ્રશ્ન ઉઠે છે. ઇશ્વર ત્રીમૂર્તિરૂપે પ્રકાશી રહેલો છે. તે ત્રીમૂર્તિ, બ્રહ્મા, વિશ્નુ અને રૂદ્ર છે, સર્વ દેવોમાં એ ત્રણ શ્રેષ્ટ છે. એ ત્રણેનું કર્તવ્ય ભિન્ન ભિન્ન છે. બ્રહ્મા

સૃજારે છે, વિશ્નુ પાલન અથવા રક્ષણ કરે છે અને રૂદ્ર સંહારે છે. શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે ધર્મનું સ્થાપન કરવા હું અવતાર લઉં છું. ધર્મને આધારે આખું વિશ્વ વ્યવહારમાં સમર્થ છે, ધર્મનો લોપ થતાં વિશ્વનો વિનાશ થાય. એ વિશ્વને ચલાવવું, તેનું સંરક્ષણ કરવું એ કામ વિશ્નુ ભગવાનનું છે અને તેથી અવતાર લેવામાં મુખ્ય વિશ્નુ ભગવાન છે. ત્રીમૂર્તિનું નિરીક્ષણ કરતાં તેઓ મધ્યમાં છે. ત્યારે અવતાર લેનારી શક્તિ મધ્ય મૂર્તિ છે. ખ્રીસ્તિ ધર્મમાં પણ Father, Son and the Holy Ghost, પિતા, પુત્ર અને પવિત્ર ગોષ્ટની ત્રિમૂર્તિમાં મધ્યમૂર્તિ, પુત્ર અવતાર ધારણ કરે છે.

ધર્મને પ્રવર્તાવવા માટે આચાર્યરૂપે શિવજી પણ પૃથ્વી ઉપર અવતાર લે છે, અને મુખ્ય ચાર ચાર શિષ્યોને અને તેઓ દ્વારા અનેક પ્રશિષ્યોને યોગનો ઉપદેશ કરે છે એમ લિંગપુરાણ અને મહાશિવપુરાણ પણ પોકારીને કહે છે.

શ્રીમદ્ ભગવદ્ગીતા અને બીજાં પુસ્તકોમાં યુગે યુગે અને ઘણા અવતાર થવાનું લખ્યું છે. યુગ તો માત્ર ચાર છે અને અવતારોની સંખ્યા તેનાથી ઘણી વધારે છે. યુગ યુગમાં મનુ નામથી પૃથ્વિની રક્ષાને અર્થે જે અવતાર ધારણ કરે છે તે વિષ્ણુ ભગવાન પોતેજ છે. (વારાહ પુરાણ અધ્યાય ૩૧). અહિં યુગ શબ્દનો અર્થ સંકોચિત કરવાનો નથી. યુગમાં પેટાયુગ આવે છે તે પણ યુગ કહેવાય છે. મોટા ચાર યુગમાંજ યુગે યુગે અવતાર થાય છે અને પેટાયુગમાં નહિ એમ અર્થ કરવાને યોગ્ય કારણ દેખાતું નથી. એક મોટા યુગમાં પેટાકલ્પ, પેટાયુગની એવી ગુઢ રચના રચેલી છે

કે તે સંપૂર્ણ સમજવી અતિ કઠીન છે. પરંતુ કંઇક સમજવાને આપણે કળિયુગનું દૃષ્ટાંત લઇ પ્રયત્ન કરીશું. મોટો ચાર લાખ બત્રીશ હજાર વર્ષનો કળિયુગ છે, તો એ કળિના ચાર વિભાગ કરવા. ત્યારે કળિમાં કળિ, સત્ય, ત્રેતા, ને દ્વાપર એમ પાછા ચાર વિભાગો આવી જાય છે. એ પેટા વિભાગમાં પણ પાછા વિભાગ છે. આ પ્રમાણે જ્યારે વિચાર કરીએ છીયે તો અનેક અવતારને માટે પ્રસંગો ઘણા છે. એ સર્વ પ્રસંગે વિશ્નુ ભગવાન પોતે પૃથ્વી ઉપર ઉતરતા નથી. પૂર્ણાવતાર, અંશાવતાર, કળાવતાર, અને આવેશ એમ ચાર પ્રકારના અવતાર ગણાયલા છે, જેમ એક રાજ ચલાવવામાં જુદાં જુદાં કાર્યો કરવા માટે જુદા જુદા અધિકારીઓ હોય છે તેમજ સૃષ્ટિના મોટાં રાજ્યમાં પણ રચના રચેલી છે. ગમે તે પુરાણ હાથમાં લઇ જોશો તો તેમાંથી જુદા જુદા મનવંતરોને માટે જુદા જુદા ઋષિયો, દેવતાઓ, આદિ કહેલા છે. ધર્મના ઉપર દેખરેખ રાખવાનું કામ આ ઋષિઓનું છે.

મત્સ્યપુરાણના ૧૪૫મા અધ્યાયમાં "શિષ્ટ" શબ્દનો અર્થ સમજાવતાં "મન્વંતરોમાં પૃથ્વી ઉપર લોક સૃષ્ટિનો વિસ્તાર કરનારા જે ધાર્મિક મનુ તથા સપ્ત ઋષિયો ધર્મની વ્યવસ્થા ઠરાવવાને રહે છે" તેઓને તે લાગુ પાડેલો છે "એ શિષ્ટજનો પ્રત્યેક યુગમાં પૃથ્વી ઉપરનો અસ્ત વ્યસ્ત થયલો ધર્મ પહેલાંના જેવો સ્થાપન કરે છે." વળી "સપ્તર્ષિ ધર્મની વ્યવસ્થા કરવા માટે પ્રતિમન્વંતરમાં ધર્મ ઉપદેશના અધિકાર ઉપર રહે છે" વિશેષ કથન છે કે સિદ્ધ પુરૂષો અદૃશ્ય રહીને પૃથ્વી ઉપર ક્રીડા કરે છે.

મહર્ષિ, સિદ્ધાદિક બદ્રીકાશ્રમમાં નિવાસ કરતા થકાશ્રી વિશ્નુ ભગવાનના ગુણનું ગાનમાં નિમગ્ન રહે છે એમ સ્કંદ પુરાણ માંપે

બદરી મહાત્મ્યના ૨ અધ્યાયથી જણાય છે. કળિયુગના પાપોથી વ્યાકુળ થઇ રૂષિ મુનિ ગણ પર્વતની ગુફાઓમાં જઇને નિવાસ કરે છે કે જેથાં તેઓની બુદ્ધિ નિર્મળ રહે એવું એ અધ્યાયમાં કારણ બતાવ્યું છે. રૂષિશ્વર. સિદ્ધ. તપ કરવાવાળાઓને માટે ત્યાં નિવાસસ્થાન ભગવાને પ્રથમથી નિર્માણ કરેલાં છે. જુઓ અધ્યાય ૧૨ મો.

ભગવાન સનકાદિક સિદ્ધ લોકોનું સ્વરૂપ ધારણ કરીને યુગયુગ પ્રમાણે જ્ઞાનનો ઉપદેશ કરે છે અને દત્તાત્રેય આદિ યોગેશ્વરનું રૂપ ધારણ કરીને કર્મયોગનો ઉપદેશ કરે છે. શ્રીમદ્ ભાગવત સ્કંધ ૮ મો અ. ૧૪.

રાજ્ય કારભાર પ્રમાણે જેમ ગવરનર-જનરલ અને વાઇસિરોયના તાબામાં ગવરનરો. અને ગવરનરના તાબામાં બીજા ચડતા ઉતરતા અધિકારીઓ હોય છે તેજ પ્રમાણે આ મહાન્ રૂષિઓના સંબંધમાં સમજવાનું છે. એટલાજ માટે મહાન્ પુરૂષોનું એક મહામંડળ-શ્વેતમંડળ, શુદ્ધ ધર્મમંડળ હીમાલયમાં કહેલું છે.

મત્સ્ય પુરાણના ૧૧૭મા અધ્યાયમાં કહ્યું છે કે વળી આ હીમાલય અહીન એટલે સર્પોને શરણરૂપ છે; અહીન એટલે મહાજનો જેને સેવે છે તે, અહીન એટલે અનિંદ્ય પુરૂષોને જેનું દર્શન થાય છે તે. આવી રીતે જીવનમુક્ત પુરૂષોનું હીમાલય સ્થાન છે. પરશુરામ હજીસુધી મહેંદ્રાચળ પર્વત ઉપર રહે છે એમ શ્રીમદ્ ભાગવતના નવમા સ્કંધના ૧૬મા અધ્યાયમાં લખેલું છે. સાત ચીરંજીવીઓ હજુસુધી પૃથ્વી ઉપર ફરે છે એમ આપણે જાણીયે છેયે. એ હીમાલયના મંડળમાં શુક, ભ્રંગી, મરૂત, દેવાપિ આદિ મહાત્માઓ શોભી રહેલા છે, એમ માનવાને આપણા પુરાણાદિક ગ્રંથોનું સબળ

પ્રમાણ છે. તત્વવૃત્તિ નામના ગ્રંથમાં થોડાં વર્ષ ઉપર થઇ ગયલા સભાપતિ સ્વામિનું જીવન વૃત્તાંત છે તેમાં લખ્યું છે કે સભાપતિ સ્વામિ હીમાલયમાં શુક, ભ્રંગી અને એક બીજા મહાત્મા જેણે પોતાનું નામ બતાવવાની ના પાડી હતી તેનાં દર્શન કરવાને ભાગ્યશાળી થયા હતા. દેવાપિ અને મરતુના સંબંધમાં તો એટલાં બધાં પ્રમાણ છે કે તે સર્વેનું અહિં કથન કરતાં પાલવે તેમ નથી. (તેઓને માટે જુઓ, શ્રીમદ્ ભાગવત્ સ્કંધ ૯ અધ્યાય ૨, સ્કંધ ૧૨ અધ્યાય ૨, હરિવંશ અધ્યાય ૫૫, શિવપુરાણ ઉત્તરાર્ધ્ધ અ૦ ૧૩ તેમજ કલ્કિપુરાણ, માર્કંડેય પુરાણ, રામાયણ અને મહાભારતમાં પણ એ બે રાજાઓનું કથન છે.)

હઠપ્રદીપના કર્તા આત્મારામજી કહે છે કે આદિનાથ, મત્સ્યેંદ્રનાથ, સંબર, આનંદ ભૈરવ, અને બીજા મહાસિધ્ધો હજી સુધી હયાત છે. આ વાત વિદ્વાન વિલસનના ગ્રંથોનાં વાલ્યુમ ૧, ને ૨૧૪મે પાને પણ જણાવેલી છે.

કલ્કિપુરાણના ૧૨મા અધ્યાયમાં કહ્યું છે કે જે પ્રકારે ભગવાન શ્રીકૃષ્ણચંદ્રજીના અવતાર થયા હતા તેજ પ્રકારે તેમના ભક્ત પણ સમય સમયપર અવતાર ધારણ કરે છે. વિશ્નુ પુરાણના ચોથા અંશના ૨૪મા અધ્યાયમાં પરાશર મુનિ કહે છે કે "હે દ્વીજસત્તમ, યુગ યુગમાં હજારો હજાર બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શુદ્ર મહાત્માઓ થતા ચાલ્યા આવે છે. કુળ કુળમાં તેઓનાં ભિન્ન ભિન્ન બહુ નામ પડેલાં છે, પણ વારે વારે પુનરૂકિત થાય વાસ્તે મેં કહ્યા નહીં, પુરૂ વંશિઓનો રાજા દેવાપિ તથા ઇક્ષ્વાકુ વંશનો રાજા મરૂત એ બે યોગ બળથી (અધાપિ) કલાપ ગ્રામમાં તપશ્ચર્યા કરે છે, તે સત્યુગના

પ્રારંભે અહિં આવી ચંદ્ર સૂર્યવંશને ચલાવશે. આ અનુક્રમે મનુના પુત્રો, સત્ય, ત્રેતા, દ્વાપર, એ ત્રણે યુગોમાં રાજ્ય કરે છે, અને **કળીયુગમાં તો તેઓમાંના કોઇ કોઇ બીજભૂતે (કારણરૂપે) ક્યાંક ભૂતળ ઉપર રહે છે.** ” છેલ્લું વાક્ય ખાસ લક્ષમાં લેવા જેવું છે, કળિયુગમાં ધર્મનાં સંરક્ષણ માટે તેઓ પૃથ્વી ઉપર ફરતાજ રહે છે.

સંપત્તિ બહુ આસુરી દુષ્ટ કરી વીદારવા કારણે,
માયા મોહથી તારણે પુરવનાં પાપો પુરાં હારણે,
દૈવી ગુણ પ્રચારણે જિવતણી રે ઉન્નતિ કારણે,
આ સંસાર સમુદ્રથી સુજનને તે પાર ઊતારણે.
જે મન્વંતરમાં યુગેયુગ બહુ નિત્યે મથે ભૂતળે,
શોધે વેદ, પ્રજાનુ પાલન કરે, જ્ઞાનોપદેશે પળે,
કર્મોમાં કૌસ્યલ દે, રૂષિ, મનુ, ને સિદ્ધ સન્કાદિ ને,
યોગી દત્તાત્રેયનો જય વદો પાદાબ્જને વંદિને.

**शान्ता महान्तो निवसंति संतो**
**वसन्त वल्लोकहितं चरंत:**
**तीर्णा स्वयं भीम भवार्णवंजना**
**न हेतुनांन्यानपि तारयन्त:**

શ્રીમદ્ ભાગવત્‌ના ૬ સ્કંધના ૧૫મા અધ્યાયમાં ચિત્રકેતુરાજા જેનો પુત્ર મર્ણ પામ્યો હતો તેને અંગિરા તથા નારદ રૂષિ બ્રાહ્મણ રૂપે આવીને જ્ઞાનનો ઉપદેશ આપી શાંત પાડે છે. પછી ચિત્રકેતુ રાજા તેઓને કહે છે “ ખરેખર ભગવાનને વિશે પ્રીતિ રાખનારા અને અવધૂતનો વેશ ધારણ કરનારા બ્રાહ્મણો મારા જેવા અજ્ઞ

બુધ્ધિના લોકોને ઉપદેશ દેવા માટે ઇચ્છા પ્રમાણે **આ પૃથ્વી ઉપર ફરે છે.** સનત્કુમાર, નારદ, ઋભુ, અંગીરા, દેવલ, અસિત, અપાંતરતમ, વ્યાસ, માંર્કંડેય, ગૌતમ, વસિષ્ટ, પરશુરામ, કપિલ, શુકદેવજી, દુર્વાસા, યાજ્ઞવલ્કય, જાતુકર્ણ, અરૂણી, રોમશ, ચ્યવન, દત્તાત્રેય, આસુરી, પતંજલી, વેદશીરા, બૌધ્ય, પંચશીરા, હિરણ્યનાભ, કૌશલ્ય, શ્રુતદેવ, ઋતુધ્વજ, આ સર્વે **તથા બીજા મોટા સિદ્ધ લોકો** જ્ઞાનનો ઉપદેશ દેવા માટે ફરે છે.

જગત પ્રખ્યાત શેખશાદી સિધ્ધ પુરૂષોના અસ્તિત્વને સબળ ટેકો આપે છે. તેના કથનનું અંગ્રેજી ભાષાંતર સને ૧૯૦૪ના મે માસના **ગ્લીનર** નામના ચોપાનિયામાં નીચે પ્રમાણે આપેલું છે

There is a class of persons learned in Divine Wisdom, but living in seclusion whose feet are earthy, but breath fiery. They are monarchs in seclusion, but beggars in life. They show the goal of life to those who have lost the Path. How can man kind approach them while they are hidden as the ab-i-hai yat, the Waters of Life. Like self-secrificing moths they burn themselves in the fire of Love. With one shouqt they can uproot a mountain from its base, with one wail they can over turn whole empires. Like wind they are invisible and swift in motion. Like stone they are silent, but perprtual in turning

the rosary of meditation. Night and day so immersed are they in the ocean of meditation and compassion, that they do not know the night from the day."

પાંડવોની પાસે સનત્કુમાર ભગવાન પધાર્યા હતા એમ મહાભારત વાંચનારને જાણીતું છે, શ્રી શંકરાચાર્યનાં ચરિત્ર ઉપરથી મંડનમિશ્રને આ ભગવાન વેદવ્યાસ આવ્યા હતા એમ માલમ પડે છે.

ઉપર વિષ્ણુપુરાણના ત્રીજા અંશના પ્રથમ અધ્યાયનો ઘણા અવતારોની પુષ્ટિમાં જે લેખ દર્શાવ્યો છે તેમાં સમસ્ત મનુઓ, સપ્ત ૠષિ આદિને વિષ્ણુ ભગવાનની અશેષ વિભુતિઓ કહેલી છે.

પ્રસંગને અનુકુળ આ મહાન, મહાત્મામંડળમાંથી કોઈ પણ પૃથ્વી ઉપર મનુષ્યની દેહ ધારણ કરે છે તો તે અવતાર ગણાય છે. એ સઘળાઓ વિષ્ણુ ભગવાનની વિભુતિ છે. અને તેથી તેમાંથી ગમે તે વ્યક્તિ ધર્મનાં સંરક્ષણ માટે દૈવિ ઇચ્છાથી અવતરે છે તો તે વિષ્ણુનોજ અવતાર ગણાય છે. દ્વૈતમતનુ સ્થાપન કરનાર શ્રી માધવાચાર્ય જેનું મૂળ નામ વાસુદેવાચાર્ય હતું, અને જેનો જન્મ દક્ષિણમાં અનંતેશ્વર ગામમાં કળિના ૪૨૨૦મા વર્ષમાં આષાડ માસમાં એટલે ઈ. સ. ૧૧૧૯ના આગષ્ટ મહિનામાં થયો હતો તે વાયુનો ત્રીજો અવતાર હતો. તેમના આગલા બે અવતાર હનુમાન અને અને ભીમસેન રૂપે હતા. શ્રી કૃષ્ણ ભગવાનની લીલાનું વર્ણન કરનારી ગર્ગ સંહિતા જેમાં ઉપર ઇક્ષ્વાકુવંશના જે મરૂત કહ્યા, તે ઊગ્રસેન રૂપે અવતર્યા હતા એમ કથન કરે છે. દેવાપિ અને મરૂત હવે પછી

સત્યુગને પ્રવર્તાવનારા થશે એમ જ્યારે ઘણાં પુરાણો આદિક ગ્રંથો પોકારીને કહે છે તો તેઓ સ્વાભાવિક રીતે હાલની પ્રજાની ધર્મની સ્થિતિને માટે કાળજી રાખે એમાં શું નવાઇ—એજ બે મહાત્માઓની પ્રેરણાથી અને તેઓના આશ્રયથી થીઓસોફીકલ સોસાયટી સ્થાપન થાય અને ચાલે એમાં કંઇપણ આશ્ચર્ય પામવા જેવું નથી. પુર્ણાવતાર, અંશાવતાર, અને આવેશ વિશે ઉપર જે કહ્યું તે ઉપરથી કંઇપણ ભાન થાય છે.

ભવિષ્યમાં અવતાર થશે એમ ખ્રીસ્તિ ધર્મવાળા માને છે, ઇસ્લામી ધર્મવાળા મહેદીની વાટ જોઇ રહ્યા છે, જૈનો પણ એમ માને છે, અને બુદ્ધ ધર્મવાળા પણ એજ પ્રમાણે કહે છે. મજદીયસ્ની દીન ચારવાર તાજી કરવામાં આવશે, પહેલીવાર જરતુસ્ત સાહેબથી. બીજીવાર હોશેદરથી, ત્રીજીવાર હોશેદર માહથી, અને ચોથીવાર સોશીયતથી, એમ પારસી ભાઇઓનું માનવું છે. અવતાર ધારણ કરનારનું ડોળ ઘાલવાવાળા પૃથ્વી ઉપર ઘણી જગાએ થઇ ગયલા અને થતા આપણે સાંભળિએ છૈયે. આથી સમસ્ત જનમંડળ નવા અવતારની આશા રાખી રહ્યું છે એમ કહ્યા વિના ચાલતું નથી. સઘળે એક સરખી માન્યતા અને એક સરખી આશાનું કંઇ ગુપ્ત કારણ હોવું જોઇયે, તેવું જો કારણ છે તો તે દૈવિપ્રેરણા છે.

જુદાં જુદાં સ્થળે જુદા જુદા માણસો જેઓને એક બીજા સાથે કંઇપણ સંબંધ નથી તેઓને એક સરખાજ વિચાર સ્ફુરી આવે તો તે ઉપરથી શું સમજવાનું છે? ભવિષ્યમાં જે નવીન કંઇ થવાનું છે તેની પ્રેરણા ઉપલી ભૂમિકા ઉપરથી નીચે વિસ્તારે છે તેજ એ પ્રમાણે થવાનું કારણ છે. મેજર સી. એલ. પીકોક કહે છે

કે " થોડાંક વર્ષની વાત ઉપર જ્યારે હું એક અર્ધ જંગલી પ્રજાઓથી વસાયલા મુલકમાં રહેલો હતો ત્યારે આજની વિદ્યાને ન જણાયલાં એક અણદીઠ સાધન મારફતે મને એક સંદેશો મળ્યો કે જગદ્ગુરૂ બહુ થોડા વખતમાં દુનિયામાં જાહેર થનાર છે." એનીજ સાથે જુઓ કે દીલ્હીવાળા મોહન ખાજાહુસન નિઝામી જે થોડાજ વખત ઉપર; મીસર, અબસ્તાન અને ઈરાનની મુસાફરી કરીને પાછા ફર્યાં છે તેઓ પોતાના હજરત ઈમામ મેહદીનું આવવું એ નામના ચોપાનીયામાં કહે છે. કે એ દેશોના મોટા મોટા શેખો ને મોલવીઓ હજરત ઈમામ મેહદી સાહેબ થોડા વરશમાં જાહેર થવાની ઈંતેજારીથી વાટ જોઈ રહેલાં છે. બોખારાના પુસ્તકાલય–લાયબ્રેરીના મુતવલ્લીની પાસે એક કીતાબ છે તેમાં એવું લખેલું છે કે ચૌદમી સદીના બીજા ત્રીજા સૈકામાં હજરત ઈમામ મહેદી જાહેર પડશે. આ કીતાબની ભાળ બોખારાના પણ મક્કા શરીફમાં રહેનાર એક પુજવા લાયક ફકીરે આપી હતી. ઉપર બતાવેલો સમય મુસલમાની વરશ ૧૧૩૪ એટલે સને ૧૯૧૫માં શરૂ થશે અને ૧૩૬૬ એટલે ઈ૦ સ૦ ૧૯૪૭માં પુરો થશે. ત્યારે શું એ પેગંબર સાહેબ ૩૨ વર્ષ સુધી રહેશે? વર્ષનો આંકડો ૩૨ પણ ઘણો સૂચક છે. વળી અમેરિકાના પાસિફિક મહાસાગરના કીનારા ઉપર એક મંડળ સ્થાપન થયલું છે જે ખુલી રીતે માને છે કે થોડાં વર્ષમાં પૃથ્વી ઉપર એક અવતાર થવાનો છે. એ અવતાર બે દસકામાં થશે એમ તેઓ માને છે. આ મંડળ આજથી બાર (એટલે હવે સત્તર) વર્ષ ઉપર સ્થાપન થયું હતું, અને તે આ થવાના અવતારના સંબંધમાંજ સ્થાપન થયું હતું, એ લક્ષમાં રાખવા જેવું છે." પુજ્ય આનાબાઈ અને થીઓસોફીકલ

મંડળીના બીજા અગ્રેસરો અવતારની વાત ચરચાવવા લાગ્યા ત્યાર પહેલાં કેટલાંક વર્ષ આગમચથી અમેરીકા જેવા દુર પ્રદેશમાં અવતારની પ્રેરણા જન્મ પામી છે એ થોડું આશ્ચર્યકારક નથી.

હૃદય વિનોદ ( Pastimes of the Heart ) નામના પુસ્તકના બીજા ભાગમાં ૪૦મે પાને શ્રી કૃષ્ણ પરમાત્માની સ્તુતિ છે તેની કેટલીક લીટી જે ઉપર આગળ બહુ ધ્યાન ખેંચાતું ન હતું તે આજ ઘણીજ મર્મવાળી જણાય છે તેમાં કહ્યું છે કેઃ—

" રે દ્વાપરે પ્રગટીને બહુને ઉગાર્યા.
તો આ કળી મહિ કહીં અમને વિસાર્યા.
જ્યારે જરૂર તમ આશ્રયની અતી રે,
ત્યારે કઠીન કરિ કેમ હરી મતી રે.

* * * * *

આસુરિ શું પ્રબળ વિસ્તરિ રે વધ્યું છે,
અંતે થશે શું પરિણામ ન તે કળ્યું છે.
વિશેષ શું કહું નથી પ્રભુજી અજાણ,
રે ત્રાહિ !ત્રાહિ ! !વિલપું, નિત દિન વાણ."

આનો અર્થ શું થાય છે? દ્વાપર જે સમયે ધર્મ વિશેષ બળવાન હતો તે સમયે તમે અવતાર લઇને બહુ જીવોને ઉગારી લીધા હતા, તો હે શ્રી કૃષ્ણચંદ્ર આ કળિયુગ જે વેળા અધર્મનું પ્રબળ છે તે વેળાએ તમે અમને છેક કેમ વિસારી મુકયા, એટલે જે સમયે તમારા અવતારની વિશેષ અગત્યતા છે તે સમયે તમે કેમ પ્રગટ થતા નથી. ચારે પાસ આસુરી વૃત્તિ એટલી તો વધી પડી છે કે તેનું છેવટ ફળ શું થશે તે સમજાતું નથી. તમને વધારે

શું કહેવું ? તમે સઘળું જાણો છો, માટે હે પ્રભુ રક્ષણ કરો, રક્ષણ કરો, એટલે હે પ્રભુ પધારો પધારો, એજ મારી નમ્ર વિનંતિ છે. આ વિચારને માટે પણ સુજ્ઞ જનોને જણાયા વિના રહેશેજ નહિ કે તે કંઇ પ્રેરણાને આધારેજ પ્રગટ પડેલો હોવો જોઇએ. ઉપલી ભૂમિકાથી ઉતરેલી પ્રેરણાની છાપ સંપૂર્ણપણે ગ્રહણ નહિ થતાં તેનો જે આભાસ સ્થૂળ અવયવ દર્શાવી શકયાં છે તે અહિં પ્રાર્થનામાં જોવામાં આવે છે. એ પુસ્તક સને ૧૮૦૫માં છપાયું છે અને તે માંહેલી ઉપર કહેલી પ્રાર્થના ત્યાર પહેલાં કેટલોક સમય પહેલાં રચાઇ હતી.

આપણે ઉપર કહી ગયા કે જ્યારે જ્યારે મનુષ્ય જાતીની સ્થિતિમાં મોટા ફેરફાર થવાનો સમય આવે છે ત્યારે ત્યારે અવતાર થાય છે. આ નિયમથી શું અનુમાન મળે છે ? આપણી હાલની મનુષ્યજાતી પાંચમી જાતી છે, અને તે આર્યજાતીને નામે પ્રસિદ્ધ છે. એમા પેટા જાતીઓ સાત છે, અને એ સાત મધ્યેથી પાંચમી પેટાજાતીનું પ્રબળ છે. એની પછી છઠ્ઠી પેટા જાતી થશે કે જે વિશેષ શક્તિ પામી આધ્યાત્મિક ઉન્નતિક્રમમાં વધશે. જ્યારે જ્યારે નવિન જાતિ થવાનો સમય નિકટ આવતો જાય છે ત્યારે ત્યારે પૃથ્વીના પૃષ્ટ ઉપર અનેક ફેરફારો થવા માંડે છે. પાસિફિક મહાસાગરમાં નવા નવા ટાપુઓ ઉપર નીકળતા જાય છે એ પણ એ ફેરફારોની નિશાની છે. અમેરિકામાં જન્મ પામતા મનુષ્યોમાં કેટલાંકનું બંધારણ જુદુંજ જણાઇ આવે છે. દુર વસ્તુને જોવાની અને દુરના શબ્દ શ્રવણ કરવાની ગુપ્ત શક્તિ ધીરે ધીરે પ્રગટ પડતી જાય છે, અને એવી શક્તિવાળા જીવો અમેરિકામાં જન્મ પામતા વિશેષ જણાય છે. એ છઠ્ઠી પેટા-

જાતી અથવા ઉપજાતી આસરે છસેં સાતસે વર્ષ પછી થશે એમ અટકળ બંધાય છે. આ સમય દેખાઇતો લાંબો છે પણ પેટા જાતીનું આવરદા જોતાં બહુ નથી. જ્યારે જ્યારે નવી પ્રજાનો આરંભ થાય છે ત્યારે ત્યારે કોઇક અવતાર થાય છે એ નિયમ, અવતાર થવાનો સંભવ સૂચવે છે.

પ્રત્યેક મનુષ્ય જાતિને માટે અવતાર થયાં કરે છે તેનું પ્રમાણ લિંગપુરાણના પૂર્વાર્દ્ધના ૧૧ થી ૧૬ સુધીના અધ્યાયથી મળે છે. તેમાં સદ્યોજાત, વામદેવ, અઘોર, તત્પુરૂષ અને ઇશાનની કથા આપેલી છે. એ કથા એકથી વિશેષ અર્થ દર્શક છે, પણ તે બધા અર્થોનું પ્રયોજન નથી. જે અર્થનું પ્રયોજન અહિં છે તે મનુષ્ય જાતિના સંબંધમાં છે. પહેલી મનુષ્ય જાતીનો સમય ૨૯મો કલ્પ હતો જે શ્વેત લોહિત (ધોળો—રાતો) નામે ગણાયલો છે. તેમાં એક કુમાર સદ્યોજાત નામે પ્રગટ થયા. તેનો વર્ણશ્વેત લોહિત હતો, અને તેના ચાર શિષ્ય ઉજવળ વર્ણના, નામે સુનંદ, નંદન, વિશ્વનંદન, અને ઉપનંદન થયા. ૩૦મા કલ્પનું નામ રક્ત (રાતો) હતું. તેમાં રક્ત વર્ણના એક કુમાર પ્રગટ થયા. તેના ચાર શિષ્ય, વિરજા, વિબાહુ, વિશોક, અને વિશ્વભાવન થયા. ૩૧મા કલ્પનું નામ પીતવાસા હતું, તેમાં જે કુમાર પ્રગટ થયા તે પીતવર્ણ (પીળા રંગના) હતા. તેનણે તો યજ્ઞ કરનારા મુનિયોને મહાયોગનો ઉપદેશ કીધો હતો. તેની પછી કૃષ્ણ કલ્પ થયો, તેમાં સર્વત્ર જળ વ્યાપી રહ્યું હતુ. તે કલ્પમાં જે કુમાર પ્રગટ થયા તે તે કૃષ્ણવર્ણ હતા. તેના પણ કૃષ્ણ, કૃષ્ણશીખ, કૃષ્ણાસ્ય, અને કૃષ્ણવસ્ત્ર નામના ચાર શિષ્ય હતા. એની પછીનો જે કલ્પ બેઠો તે વિશ્વરૂપ કલ્પ કહેવાય

છે. જે કલ્પ વર્તમાન છે તે આ વિશ્વરૂપ કલ્પ છે. એમાં અનેક પ્રકારના કુમાર ઉત્પન્ન થાય છે. જેઓ અનેક શિષ્યો અને પ્રશિષ્યોને ધર્મનો ઉપદેશ કરે છે. પહેલી, બીજી, ત્રીજી અને ચોથી મનુષ્ય જાતી જે થઇ હતી તેજ રંગ અહિં બતાવ્યા છે. ચોથી મનુષ્ય જાતી જે જાતીનો રાવણ હતો તે કૃષ્ણવર્ણની હતી એ લક્ષમાં રાખવાનું છે. આપણી પાંચમી મનુષ્ય જાતી અનેક વર્ણની છે, અને તેથી ચાલતા કલ્પનું નામ વિશ્વરૂપ છે. (વિશ્વરૂપ શબ્દ જુદા જુદા રંગ સૂચવે છે) એ પાંચે જાતીના અધિષ્ઠાતા દેવને સદ્યોજાત આદિ ઉપર કહેલા છે. એ કલ્પોમાં ધર્મના ઉપદેશ માટે અવતારરૂપે આચાર્યો અને તેના શિષ્યો અને પ્રશિષ્યો થયા છે અને થાય છે એમ હવે તો સ્પષ્ટ છે. ઘણા અવતારી પુરૂષો પ્રગટ થવા જોઇએ એમ આર્ય રૂષિ મુનિઓ કહે છે અને પૃથ્વી ઉપર થતા ફેરફારો તે કથનને પુષ્ટિ આપે છે.

જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે અવતાર થાય છે એમ કહેલું છે, તો ધર્મની હમણા શું સ્થિતિ છે તે સહજ જોઇશું. પાંચમી મનુષ્ય જાતીમાં માનસિક શક્તિ ખીલે છે. તર્કવિતર્કનું બળ બહુ વધે છે, અને પરિણામ ભિન્નતા છે. આજ કારણથી અનેક ધર્મો, અને માર્ગો, અનેક પંથો જન્મ પામેલા છે અને ભિન્ન ભિન્ન સત્તા ચલાવે છે, પણ અનેકતા મીટી જઇ ઐકયતા થયા વિના ઉન્નતિ ક્રમમાં આગળ વધાતું નથી એટલે ઉંચા પ્રકારની જે બુદ્ધિ. જેમાં દિવ્ય પ્રકાશ પડે છે, તેને ખીલવવાની આવશ્યકતા છે. એ બુદ્ધિની ખીલવણી ખરેખરી છઠ્ઠી મનુષ્ય જાતીમાં થશે, પણ તેનો ખીલવણીનો આરંભ કરવાનું પ્રયત્ન હમણાથી થવું જોઇએ. આથી પણ અવતાર થવાનો સમય આ છે એવો સંભવ જણાય છે.

માનસિક શક્તિની વૃદ્ધિનું પરિણામ હંમેશ સારૂં હોતું નથી. લોકો નવી નવી યુક્તિ અને બહાના ખોળી કહાડે છે અને પોતાનાં કર્તવ્યથી ચુકી બીજે માર્ગે જવાને ચુકતા નથી. આશ્રમોના ધર્મ શું બધે પળાય છે? દૃષ્ટાંત લેતાં, સાધુ સંન્યાસીઓ કેવા અને કેવા વર્તનવાળા જોવામાં આવે છે? શું જનમંડળનો મોટો ભાગ સ્વાર્થમાં આસક્ત નથી? પરહિતને શુષ્ક અને નિર્બળ જોઇને શું આપણું દીલ નથી દાઝતું? સત્કર્મ થતાં જોવામાં આવે છે પણ તેમાં ઘણાનો હેતુ માનપ્રતિષ્ઠા મેળવવાનો નથી? વિદ્વાનોની જગાએ ધનવાનો શું પુજાવવા નથી લાગ્યા? અસત્ય, કામ, ક્રોધ, લોભ, મોહ, છળભેદ આદિ દુર્ગુણોની સત્તા દીન પ્રતિદિન વૃદ્ધિ પામે છે. પોતાનો ધર્મ,—પોતાનું કર્ત્તવ્ય, ગમે તેવું હોય તેને છોડીને પારકાનો ધર્મ ગ્રહણ કરવો એ અત્યંત હાનિકર્તા છે એમ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાન કહે છે (જુઓ અધ્યાય ૩ શ્લોક ૩૫ મો) જ્યાં જોઇએ ત્યાં દ્વેષ અને ઇર્ષા ગાજી રહ્યાં છે, કલેશ અને કુસંપની સીમા રહી નથી, આ સઘળાં કાળાં વાદળાંઓથી ધર્મ ગુંચવાઈ ગયો છે એમાં શું સંશય? એમ છે તો એને પુનઃ પ્રકાશમાન કરવાની આવશ્યકતા છે અને તે કરવાને માટે કોઇ મહાપુરૂષ વિના સાધારણ મનુષ્ય શક્તિવાન નથી.

હાલના સમયમાં અવતાર થવાનો સંભવ છે કે નહિ, એ પ્રશ્નનું અવલોકન અનુભવ દૃષ્ટિથી કરવાને જરા પ્રયત્ન કરીશું. પૃથ્વી ઉપર તેના આરંભમાં પ્રથમ જે માણસ જન્મ પામે છે તે જાગીને જોય છે તો તેને પૂર્વ દિશામાં સૂર્યનો ઉદય થતો દેખાય છે. એ પ્રમાણે એકવાર, બેવાર, ચારવાર, ઘણીવાર તે જોય છે તો

પછી તે શું સિદ્ધાંત ઉપર આવશે ? તે એ સિદ્ધાંત ઉપર આવશે કે રાત્રી પછી હંમેશ સૂર્ય ઉગ્યા વિના રહેતો નથી. પોતાના અનુભવ ઉપરથી તે એમ કહી શકે છે કે બીજે દિવસે સૂર્ય ઉગશે, તેમજ ચોવીશ કલાકનો આ દહાડો છે ને તેમાં આ નિયમ પ્રવર્તે છે, એમ તેને નિશ્ચય પણે થાય છે. એજ પ્રમાણે એક મહીનો બેસતાં ચંદ્રનું દર્શન અર્ધ કંકણ રૂપે થાય છે. દીન પ્રતિદીન તેની કળા વધતાં પૂર્ણિમાએ સંપૂર્ણ કળાથી આખું બિંબ પ્રકાશે છે, શુકલ પક્ષ ઉતરી કૃષ્ણ પક્ષ થતાં કળા ઘટતી જાય છે, અને અમાવાસ્યાએ તેનાં સમુળાં દર્શન થતાં નથી. એ પ્રમાણે પ્રત્યેક માસે થતું જોનાર, ભવિષ્યમાં એજ પ્રમાણે થશે એમ ખાત્રીથી કહી શકશે. વર્ષમાં પણ ગ્રીષ્મ રૂતુ, વર્ષા રૂતુ, શરદ્ રૂતુ, આવ્યા વિના રહેવાની નથી, અને આંબો આ રૂતુમાં ફળશે, બીજાં ફળો અમુક રૂતુમાં ફળશે, એમ પૂર્વ સમયના અનુભવ ઉપરથી કોઈપણ માણસ કહી શકે છે. ત્યારે પૂર્વનો અનુભવ આપણને આ વિષયમાં શું શીખવે છે ? ત્યારે ઇતિહાસ શું કહે છે ? દલગીરીની વાત એ છે કે ઇસવી સનની પહેલાંનો ઇતિહાસ ખાત્રીપૂર્વક આપણી પાસે નથી, જેટલું આપણને મળી શકે છે તેટલું શું બતાવે છે તે આપણે જોઇશું.

જે પ્રમાણે દીવસ, મહીનો, રૂતુ, વર્ષ એ કાળનાં ચક્ર છે તેજ પ્રમાણે કાળનાં બીજા ચક્રો છે. એક દિવસનાં નાનાં ચક્રથી વધતાં વધતાં સેંકડો, હજારો અને લાખો વર્ષનાં ચક્ર જણાય છે. કાળને આદિ નથી, મધ્ય નથી, અને અંત નથી, તે સદાય અખંડિત એકરસ, એક સરખો છે, પરંતુ ખંડ કાળ રૂપે આપણે તેને જાણી શકિએ છિએ. એ ખંડ કાળ તેજ કાળચક્ર છે. એ ચક્ર તેમાં થતા

કાર્યથી ઓળખાય છે. આ પ્રમાણે પાંચ હજાર વર્ષનું એક કાળ-ચક્ર છે, અઢી હજાર વર્ષનું છે, અને છસેથી છસે પચાસ વર્ષનું પણ એક ચક્ર છે. ગ્રીક લોકો એમ માનતા હતા કે એક ફીનીકસ નામનું પક્ષી છે જે ફરી ફરીને જન્મે છે અને ફરી ફરી બળીને ભસ્મ થાય છે. તે સમયદર્શક છે એમ હવે કબુલ થયલું છે, અને તે છસેં ત્રીશ અથવા છસેં અને છસેં પચાશ વર્ષનું કાળચક્ર દર્શાવે છે. પક્ષી-જેવો કે જટાયુ—કાળચક્ર દર્શક છે એમ રામાયણમાંથી પણ જણાઇ આવે છે. તેમજ સીમુર્ઘ પક્ષિ એક મન્વંતર દર્શક છે એમ પારસી બધુઓ સારી પેઠે જાણે છે.

ઇરાનમાં **તેહમુરસ** રાજા થઇ ગયો જેનું વાહન **સીમુર્ગ** પક્ષિ હતું. એ સીમુર્ગે બાર કાળચક્ર જોયાં હતાં અને તે પ્રત્યેક કાળચક્ર સાત હજાર વર્ષનું હતું. સાત હજારને બારે ગુણતાં ૮૪૦૦૦ નો આંકડો આવે છે જે આંકડો જળ પ્રલય થયાનો આંકડો છે. **સીમુર્ગ**નો તે વખતે જન્મ થયો હતો એમ જણાય છે. ૮૪૦૦૦ માં ૧૪ વાર છ હજાર આવે છે. એ પણ બહુ સૂચક છે.

છસેં વર્ષમાં છનો આંક આવે છે. એ આંક કેવો અગત્યનો અને મર્મ ભરેલો છે તે જરતુસ્તિ ભાઇઓનાં પૂજ્ય પુસ્તકોથી જણાઇ આવે છે. ઝંદ—અવસ્તામાં છનો આંક ઘણીવાર જોવામાં આવે છે. ગાથાના લખાણમાં જ્યાં ત્યાં એ આંક દૃષ્ટિ ગોચર થાય છે. **નસ્ક ઝંદ—સ્પેરંમ**માં જગતના ઊદ્ધારક શાહ બહેરામના આગમનનું સૂચન કર્તા એ આંક આપેલો છે. ગાથાઓમાં ૬૬૬૬ શબ્દો (શ્લોક) છે અને નસ્કમાં ૬૬૬૬ દેદીનેસ્તેનો છે.

મહમદ સાહેબ પેગંબરે કહેલાં કુરાનમાં પણ ૬૬૬૬ આયાતો છે એમ મનાય છે.

આ સઘળા ઉપરથી છ હજાર વર્ષનાં કાળચક્રનાં અનુમાનને સબળ ટેકો મળે છે. ૬૬૬૬, ૬૦૦૦, ૬૦૦, અને ૬૦ વર્ષનાં કાળચક્રો વિદ્વાનોને વિદિત છે.

જ્યારે આપણી પાસે સંતોષકારક ઇતિહાસ નથી તો પાંચ હજાર વર્ષથી વધારે સમયનું અવલોકન કરવાને આપણે અશકત છીયે. પાંચ હજાર વર્ષ ઉપર શ્રી કૃષ્ણજી થઇ ગયા, અને આસરે અઢી હજાર વર્ષ ઉપર શ્રીમદ્ શંકરાચાર્ય થઇ ગયા, અને બીજાં અઢી હજાર વર્ષ હમણાં પુરાં થાય છે, તો અવતારનો પ્રસંગ છે. છસેં સાડી છસેં વર્ષનું ચક્ર શું બતાવે છે, તે આપણે કંઇક જાણી શકાએ છીયે કેમકે તે ચક્રના કેટલાક ફેરા ઐતિહાસિક છે. કળિયુગનો આરંભ ઇ. સ. પહેલાં ૩૧૦૫માં થયો હતો. શ્રી કૃષ્ણ ભગવાન સ્વધામ પધાર્યા ત્યારથી કળિનો પ્રવેશ થયો. ત્યારે શ્રી કૃષ્ણજી થયા તે સમયથી લેતાં આ છસેં સાડી છસેં વર્ષનું ચક્ર ઘણીવાર ફરી ગયલું છે. શ્રી કૃષ્ણજી પછી ઈ. સ. પહેલાં ૨૫૨૨માં શ્રી પાર્શ્વનાથજી થયા. તેની પછી એ ચક્રનો કાળ પુરો થતાં ચીન દેશ જ્યાં એકવાર શિશુપાળ રાજા રાજ કરતો હતો, ત્યાં મહાન્ યા નામનો મહાપુરૂષ ઇ. સ. પહેલાં ૨૦૦૭માં થઇ ગયો, ત્યારપછી આસરે છસેં પચાશ વર્ષને અંતરે જરતુસ્થ પેગંબર થઇ ગયા. જુદા જુદા ગ્રંથકારો જુદાં જુદાં વર્ષો એ પેગંબર સાહેબને માટે આપે છે. પ્લાઇની કહે છે કે મુસા–મોઝીસની પહેલાં હજારો વર્ષ આગ–

મય જરતુસ્થ થયા હતા. પ્લેટ-અફલાતુનની-પહેલાં ૬૦૦૦ વર્ષ, એટલે ઈ. સ. પહેલાં ૯૬૦૦ વર્ષ, એરીસ્ટોટલ બતલાવે છે. બીજાઓ ઇ. સ. પહેલાં ૪૦૦૦ વર્ષ બતાવે છે; અને હાલના પશ્ચિમના વિદ્વાનો એથી થોડાં વર્ષ કહે છે. હાલમાં સામાન્ય માનવું એવું છે કે જરતુસ્થ પેગંબર ઇ. સ. પહેલાં આશરે ૬૦૦ વર્ષ ઉપર થયા હતા. ગ્રીક ગ્રંથકારોનાં વર્ષોમાં ભિન્નતા છે તેનું કારણ માત્ર એજ છે, કે જે દૈવી વ્યક્તિએ અવતાર લઇ જરતુસ્થનું નામ ધારણ કીધું હતું તેના ઘણા અવતાર થયલા છે. જરતુસ્થ ખરૂં નામ નથી પણ ઉપદેશ કર્તાની પદ્વિ જે ધારણ કરે તેને એ નામથી ઓળખાવાય છે; જે પ્રમાણે શ્રીશંકરાચાર્ય માટે છે તેજ પ્રમાણે. ઇ. સ. પહેલાં ૯૬૦૦માં જે અવતાર થયો હતો તે સાતમા જરતુસ્થ હતા. ત્યાર પછી ભિન્ન અવતાર આંતરે આંતરે થયા હતા. ઇ. સ. છસેની પેહેલાં જે આવતાર થયો હતો તે આસરે ઇ. સ. પહેલાં ૧૨૦૦-૧૩૦૦ના અરસામાં થયો હતો. ત્યારપછી છસેં સાડીછસેં વર્ષનું ચક્ર પુરૂં થતાં મહાવીર સ્વામી, બુદ્ધ અને ચીનમાં લૌટઝેના અવતાર થયા. બુદ્ધનો સમય ઇ૦ સ૦ પહેલાં ૬૩૦નો હતો, તેની પછી થોડેજ વર્ષે શંકરસ્વામિ પણ થયા હતા. અઢીહજાર વર્ષનું કાળચક્ર એજ સમયે પુરૂં થતું હતું, અને તેથી ઘણા અંશી પુરૂષોનાં પગલાં પૃથ્વીને પવિત્ર કરી રહ્યાં હતાં. ત્યારપછી એટલાજ વર્ષના અંતરે ટીબેટ દેશમાં થોંગસપ્પા થયા. ત્યારપછી એ કાળચક્ર પુરૂં થવાનો સમય હમણા આવે છે. આવી રીતે આપણને ચોક્સ રીતે માલમ પડે છે કે એ કાળચક્રનું પ્રત્યેક ભ્રમણ પુરૂં થતાં કોઇ મોટો અવતાર હમેશ થયલો છે, થયલો છે ને થયલો છે. ત્યારે શું આ સમયે અવતાર નહિ

થાય ? કુદરતનો, સૃષ્ટિનો જે નિયમ આજ પર્યંત એક ધારાએ પળાતો આવેલો સિદ્ધ થાય છે તે નિયમ આ પ્રસંગે શું ભંગ થશે? નહિ, કદી નહિ. આ ગણતરી પૂર્વના અનુભવ–ઉપરથી જોતાં કોઈપણ દૈવી અવતાર થવોજ જોઇયે એમ આપણે ખાતરીથી કહી શકીયે છિયે. જ્યાં જોઇયે ત્યાં હાલમાં કલેશ વર્તે છે, એજ કલેશ અનેક પંથ અને અનેક વાડાઓનું કારણ છે. એ અનેકતા ટાળી ઐક્યતા કરવાની જરૂર છે એમ સર્વ સ્થળે પોકાર થઈ રહેલો સંભળાય છે. હાલનો સમય જેવો તેવો નથી. કળિયુગનું પાંચ હજાર વર્ષનું ચક્ર હમણાજ પુરૂં થયું છે, છસેં સાડીછસેં વર્ષનુ ચક્ર પુરૂં થવાનો હમણા સમય છે, અને ઇ. સ.નું સો વર્ષનું ચક્ર પણ હમણાજ સમાપ્તિને પામ્યું છે. આવી રીતે એક કરતાં વધારે ચક્ર એકી વેળાએ સમાપ્ત થવાનો પ્રસંગ હજારો વર્ષે આવે છે. એ પ્રસંગ સાધારણ નથી. અને તેથી ધર્મનું ખરૂં સ્વરૂપ સ્થાપન કરવા અવતાર થાય એ વાત ઘણીજ સંભવિત છે. પરમાત્મા પુરણ કૃપાળુ છે, દયાનો ભંડાર છે, અને મનુષ્ય માત્રની અધ્યાત્મ ઉન્નતિની તેને અત્યંત કાળજી છે. એજ કારણથી દરેક સૈકામાં મોટા મોટા ભકતો—અંશિજનો, પ્રગટ થયલા આપણે જોઇયે છિયે. ચોદમાં સૈકડામાં રામાનંદ, કબીરજી. માધવ સંપ્રદાયના માધવાનંદ થઇ ગયા છે. પંદરમાં સૈકામાં નાનક, શ્રી વલ્લભાચાર્ય, નૃસિંહમહેતા, મીરાં, પીરાણાના ઇમામશાહ, સોળમામાં એકનાથ અને વૃંદાવનવાળા હરીવંશી રાધાવલ્લભી; સત્તરમામાં દાદુપંથી દાદુરામજી, પરણામી પંથવાળા પ્રાણનાથ, તુકારામ, રામદાસ સ્વામિ, અને અરાડમામાં રવી પંથવાળા રવીસાહેબ, રામસનેહી શાંતદાસ ઉરફે રામદાસ, અને ઓગણીશમામાં સ્વામિનારાયણ પંથ-

વાળા સહજાનંદ સ્વામિ, ઇત્યાદિક થઇ ગયા છે. ઇતિહાસ શીખવાનું પ્રયોજન,—ખરૂં પ્રયોજન, કુદરતના છુપા નિયમો શોધીને તે નિશ્ચય કરવાનું છે.

આ પ્રમાણે અવતાર થવાનો સંભવ ઘણોજ સબળ જણાય છે. એ અવતાર કયાં થશે, કયી જાતીમાં થશે ઇત્યાદિક પ્રશ્ન ઉઠે છે. સર્વ અવતાર આર્યભૂમિમાં પૂર્વે થયલા છે એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે. હાલમાં જેને હિંદુસ્તાન કહેવામાં આવે છે તેના કરતાં પૂર્વ આર્ય દેશનો વિસ્તાર ઘણો વિશાળ હતો. ચીન—ચેદિદેશ—શિશુપાળનો દેશ હતો. બાણાસુર ઇથીઓપિઆમાં રાજ કરતો હતો. ગોબીનું રણુ જે હીમાલયની ઉત્તરે આવેલું છે ત્યાંજ માત્ર નહિં પણ જરૂસલમ અને પાલેસ્ટાઇન સુધી આર્યપ્રજા પહોંચી ગઇ હતી. હિંદૂ, પારસી, મુસલમાન, ખ્રીસ્તી, ધર્મવાળા—સર્વના માનેલા અવતારો આર્યભૂમિમાં થયા હતા તો હવે થવાનો અવતાર અહિંજ થશે એમ મનાય છે.

કયી જાતીમાં અવતાર થશે એ પ્રશ્નનો વિચાર કરતાં ઇશ્વરને તો પ્રાણી માત્ર સમાન છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણજી સ્પષ્ટ કહે છે કે સર્વ પ્રાણીમાં હું રહેલો છું અને સર્વ પ્રાણી મારે વિશે રહેલાં છે. તેને ઉંચ નીચ સર્વ સમાન છે. જે પરમકૃપાળુ પરમેશ્વરે મત્સ્ય, કુર્મ આદિ અવતાર લીધા હતા તે કઇ દેહમાં દર્શન દેશે તે નિશ્ચય કહી શકાય નહિં. એટલેમનાતી ઉંચી વર્ણોમાંજ અવતાર થશે કે બીજી જાતીમાં તે આપણે જોવાનું નથી. પણ એક મોટો વિચાર કરવાનો છે. જો હિંદુમાં અવતાર થશે, તો પારસી, મુસલમાન, ખ્રીસ્તી તેને માનશે ? નહિ માને, તેમ પારસી

કે બીજા ધર્મ માનવાવાળામાં થાય તો તે શિવાયના ધર્મવાળા નાહ માને; ત્યારે એ અવતાર કહિં થવો જોઇએ કે જેથી સહુકોઇને તે માન્ય થાય? આપણે જોઇએ છીએ કે એકજ સંસ્થા એવી છે કે જેમાં હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી–સર્વ ધર્મવાળા ભ્રાતૃભાવથી અને સ્નેહથી એકઠા મળેલા છે. એ મંડળમાં દ્વેષ નથી પણ પ્રેમ છે. એકત્ર થવાનું ખરૂં આશ્રમસ્થાન એજ છે. આવું છે માટે એ મંડળદ્વારાએ એ અવતાર પ્રગટ પડવાનો વિશેષ સંભવ છે. જો કોઈ રાજા અથવા મોટો અધિકારી આવવાનો હોય છે તો તેને માટે ઘટતી તૈયારી પહેલાંથી કરી મુકવામાં આવે છે તો રાજાનો પણ રાજા જ્યારે પધારે ત્યારે પ્રથમથી યોગ્ય રચના કેમ નહિ થાય? થીઓસોફીકલ સોસાયટી--મંડળની સ્થાપના આ રચનાનો આરંભ દર્શાવે છે. થીઓસોફી એ અંગ્રેજી શબ્દથી આપણે ચોંકવાનું નથી. અધ્યાત્મ જ્ઞાનને માટે એ મંડળ છે. એક વસ્તુનાં જુદી જુદી ભાષામાં જુદાં જુદાં નામ હોય છે. પણ જુદાં જુદાં નામથી વસ્તુ જુદી થતી નથી. આ મંડળ, જે હીમાલયમાં નિવાસ કરનારા રૂષિઓ અને મહાત્માઓના આશ્રય નીચે સ્થાપિત થયલું છે તે મંડળદ્વારાએ આ અવતારની વધામણી પૃથ્વી ઉપરની સર્વ પ્રજાને પહોંચાડવાનું પ્રયત્ન સઘળે થઇ રહેલું છે અને તે વધામણી લઇને તમારી સમક્ષ હું આવ્યો છું. એ અવતાર બ્રાહ્મણ જાતીમાં થશે એમ સામાન્ય માન્યતા છે પણ અમે કહીએ તેજ તમારે માનવું એમ હું કહેતોજ નથી. અમુક પુરૂષ અવતારી પુરૂષ છે કે નહિ તે તેનાં ગુણ કૃતિ જોઇને આપે પોતેજ નિર્ણય કરવાનું છે.

ચાર પ્રકારના અવતાર હોય છે એમ આપણે ઉપર કહી ગયા

છીએ. જે અવતારની આપણે આશા રાખીએ છીએ તે કેવા પ્રકારનો થશે એ વાત નિશ્ચય કહી શકાતી નથી. પૂર્ણાવતાર તો નહિ. એ અવતારના સંબંધે થોડાજ સમય ઉપર બંગાળામાં બુદ્ધ જયંતિનો ઉત્સવ કરવામાં આવ્યો હતો તે પ્રસંગે પ્રમુખસ્થાનેથી બાબુ નોરેંદ્રનાથ સેને ભાષણ કરતાં કહ્યું હતું કે ભગવાન બુધ્ધ પોતે કહી ગયા છે કે મારી પછી અઢી હજાર વર્ષે મૈત્રેયનો અવતાર થશે અને તે પ્રસંગ આવી લાગ્યો છે. મૈત્રેય ભગવાનનો અવતાર થવાનો છે એમ બુધ્ધ ધર્મ પાળનારા માને છે, અને હમણા અવતારની પ્રથમ વધામણી લાવનારા પણ એમજ કહે છે કે મૈત્રેય ભગવાન પધારનાર છે. આને માટે આધાર બુધ્ધ ધર્મનાં પુસ્તકો છે. પુરાણો કે અન્ય ગ્રંથોમાં એ વિશે ઝાઝું કથન જોવામાં આવતું નથી. શ્રી મહાભારતના વનપર્વના ૧૦ મા અધ્યાયમાં **મૈત્રેય** નામના ઋષિ ધૃત્રાષ્ટ્ર પાસે આવે છે અને તેને તથા દુષ્ટ દુર્યોધનને શિખામણનાં વચન કહે છે, અને તેઓ તે નહિ માનતાં, ઋષિવર શાપ આપીને ચાલ્યા જાય છે એવી કથા આવેલી છે. આ ઉપરથી **મૈત્રેય** એક મહાન્ સમર્થ અને પૃથ્વી સાથે સંબંધ રાખનારા ઋષિ જણાય છે.

**સુપ્રતીક** નામનો રાજા પુત્ર પ્રાપ્તિને અર્થે **પર્વત** નિવાસી **મૈત્રેય** મુનિ પાસે જઇ તેમની અત્યંત સેવા કરે છે એવી કથા વારાહ પુરાણના ૧૦ મા અધ્યાયમાં છે. આ ઉપરથી એ ઋષિ **પર્વત**માં નિવાસ કરનારા છે એમ વિશેષ માલમ પડે છે.

શ્રી ચરક સંહિતાના અધ્યાય પહેલાના ૬ થી ૧૧ મા શ્લોક પ્રમાણે હીમાલય પર્વતના એક ભાગમાં એકત્ર થયલા ઋષિઓના

નામોમાં **મૈત્રેય** રૂષિનુ પણ નામ જોવામાં આવે છે. અંગિરા, જમદગ્નિ, વસિષ્ટ, કશ્યપ, ભૃગુ, આત્રેય, ગૌતમ, સાંખ્ય, પુલસ્ત્ય, નારદ, અસિત, અગસ્ત્ય, વામદેવ, માર્કંડેય, આશ્વાલયન, વિશ્વામીત્ર, મૈત્રેય, મૈત્રાયનિ અને અન્ય મહર્ષિઓ આવીને એકત્ર થયા અને ભરદ્વાજ રૂષિએ ઇંદ્ર પાસે જવું એમ ઠર્યું. એ પ્રમાણે ભરદ્વાજ ગયા અને આયુર્વેદ શાખી આવ્યા.

મૈત્રેયોપનિષદ્‌નો ઉપદેશ વૃહદરથ રાજાને કરવામાં આવ્યો હતો. એ વૃહદરથ રાજા તેજ ઉપર કહેલા મરૂતરાજર્ષિ છે. તેઉ રાજપાટ છોડીને અરણ્યમાં સાકટાયન રૂષિના—પોતાના ગુરૂના આશ્રમે જાય છે અને ત્યાં તેમના ગુરૂ એ ઉપનિપદમાં કથન કરેલો ઉપદેશ આપે છે. ગુરૂ કહે છે કે મૈત્રેય રૂષિથી મેં જે પ્રમાણે સાંભળ્યું છે તે પ્રમાણે હું તને કહું છું. મરૂતના સંબંધમાં આપણે ઉપર કહ્યું છે કે પ્રજામાં ધર્મની વૃદ્ધિ કરવાને માટે તે મહા પરિશ્રમ કરી રહ્યા છે. મરૂતના ગુરૂથી પણ અધિક પદ્વિવાળા મૈત્રેય છે, અને તે પણ આપણી આ પૃથ્વીની સાથે સંબંધ રાખી રહેલા છે. વિષ્ણુપુરાણુના પહેલા અંશના પહેલા અધ્યાયથી મૈત્રેય રૂષિ મિત્રયુ મુનિના પુત્ર જણાય છે. એ પુરાણુના સહુથી છેલા અધ્યાયમાં પરાશર કહે છે—"હે મૈત્રેય, મારા જાણુવા પ્રમાણે આ મેં તને કહી સંભળાવ્યું, તું પણ આ પુરાણુ કળિયુગના અંતમાં શિનીકને કહીશ" આમાં મર્મ ઘણો રહેલો છે, જેમ જેમ વધારે મનન કરીએ છૈયે તેમ તેમ વધારે પ્રકાશ પડે છે. એની સાથે શ્રીમદ્ ભાગવતના ત્રીજા સ્કંધના પ અધ્યાયમાં જે કહ્યું છે તે લક્ષમાં રાખવા જેવું છે. ત્યાં વિદુર મૈત્રેય ભગવાનને કહે છે, "પુર્વ જન્મનાં કર્મને લીધે ભગવાનથી

વિમુખ થયલા અને અધર્મ આચરણ કરવાથી અત્યંત દુઃખ પામતા મનુષ્યોનો અનુગ્રહ કરવા, આ લોકમાં કલ્યાણ કરનારા આપના જેવાં ભગવાનના ભક્તો અવશ્ય પૃથ્વી ઉપર વિચર્યા કરે છે. માટે હે સંતજનોમાં શ્રેષ્ટ મૈત્રેય, અમને કલ્યાણનો માર્ગ દેખાડો" એજ સ્કંધના ૪ અધ્યાયમાં યોગેશ્વર શ્રી કૃષ્ણ ભગવાને મૈત્રેય રૂષિને ઉપદેશ કીધો છે તેથી તત્વજ્ઞાન માટે આરાધના કરવા યોગ્ય એ રૂષિ છે એમ ઉધ્ધવ વિદુરજીને કહે છે, અને વિદુરજી તે સાંભળીને મૈત્રેય મુનિ પાસે જાય છે, ઓધવ વિદુરને કહે છે

**ननु ते तत्व संराध्यो, ऋषिः कौशारवांऽन्तिमे**

**साक्षात् भगवतादिष्टो मर्त्य लोकं जिहासता ॥**

ભાવાર્થ—તત્વ અથવા સત્ય પ્રાપ્ત કરવા માટે કુશારૂના પુત્ર મૈત્રેય રૂષિની તારે આરાધના કરવી જોઇએ. મૃત્યુ લોકને છોડી જવાની ઇચ્છા કરતા શ્રી ભગવાને પણ તેને આજ્ઞા કરી છે એટલે આ કામ માટે તેને નિર્માણ કરેલા છે. આથી વિશેષ સ્પષ્ટ શું હોઇ શકે. મૈત્રેય સદા જગતનું કલ્યાણ ઇચ્છે છે ને તે હેતુથી પૃથ્વી ઉપર વારંવાર ફરે છે અને લોકોને ઉપદેશ આપે છે. એવા જે આ મૈત્રેય ભગવાન તે જનમંડળનાં કલ્યાણ અર્થે અવતાર ધારી પધારે એ ઘણુંજ બનવા જોગ છે. વળી આ લક્ષમાં રાખવાનું છે કે સૂર્યનારાયણ, સુરજ જેમાં સાક્ષાત વિશ્નુ પ્રકાશે છે, તેનાં અનેક નામોમાં એક નામ મિત્ર છે. ત્યારે મૈત્રેય નામ સૂર્ય, વિશ્નુની સાથે સંબધ સુચવનારો છે, અને તેથી મૈત્રેય અવતાર લે તો તે વિશ્નુનોજ અવતાર કહેવાય.

પ્રિય બંધુઓ, બ્હેનીઓ, અને સર્વસુજનો આ વિષયપર હવે કંઇ વિશેષ કહેવાનું નથી. મારૂં કહેલું સહુકોઇએ સ્વિકારી લઇ સત્ય માનવું એવું હું કહેવા માગતો નથી, મને જે સૂઝયું ને લાગ્યું કે ખરૂં દેખાય છે તે તમારી સમક્ષ મુકવાનો મે પ્રયત્ન કીધો છે. ઉપર જે જે કહેવામાં આવ્યું છે તે ઉપર તમે નિરાંતે, નિસ્પૃહ થઇને, શાંતિને સમયે મનન કરજો, અને પછી જે નિશ્ચય તમને યોગ્ય દિશે તે નિશ્ચયપર બેલાશક આવજો. મને પોતાને તો જગદ્ગુરૂ થોડા સમયમાં પધારશે એમ લાગે છે, મારા અંતરનો શબ્દ પણ એજ છે અને તેથી સવિનય કહું છું કે આ સુવરણ સરખો પ્રસંગ આવેલો છે. એવા પ્રસંગ કવચિતજ હજારો વર્ષે આવે છે. આપણું ધનભાગ્ય છે કે એ પ્રસંગ ઉપર આપણે જન્મ પામેલા છૈયે, તો હવે : પ્રસંગનો લાભ લઇને આપણે આપણા જીવનને સફળ કરવાની ઇચ્છા રાખીશું. જેઓ જાગશે ને લાભશે અને ઉધ્ધરશે તે એ છેવટે, જે પરમકૃપાળુ, કરૂણાસાગર પરમેશ્વરે મનુષ્ય માત્રના કલ્યાણ અર્થે વખતે વખતે પૃથ્વી ઉપર દેહ ધારણ કરી છે તેને વા સાષ્ટાંગ પ્રણામ કરી એજ પ્રાર્થના કરીશું કે હે પ્રભુ, હે દય આ નિકટ આવેલા સમયે, આપ જ્યારે પ્રગટ પડો ત્યારે સંપુર્ણ રીતે ઓળખવાને, અને આપને ઓળખીને, આપના વિંદની ખરા ભક્તિભાવથી સેવા કરીને આપની કૃપાને પાત્ર અમને સર્વને સન્મતિ અને શક્તિ આપો. તથાસ્તુ. -

**શુભંભવતુ, શુભંભવતુ, શુભંભવતુ.**